# સચ્ચિદાનંદ

ધ્યાનયોગનું રૂપાંતરણ જ્ઞાનયોગ માં
કરવા માટે માર્ગદર્શક
ઠરનારી અને 'સ્વ' ની
શુદ્ધ ચેતના દ્વારા યોગ પૂર્ણ કેવી રીતે
થાય છે તે કહેનાર,
શ્રી નિસર્ગદત્ત મહારાજના
આત્મનિશ્ચયી
ચુંટેલા બોધવચનો

મૂળ મરાઠી પુસ્તકનાં સંકલક-સંપાદક
સચિન ક્ષીરસાગર

ગુજરાતી અનુવાદક
શ્યામ કોરડે



**સચ્ચિદાનંદ**
**વક્તા : પ. પૂ. શ્રી નિસર્ગદત્ત મહારાજ**
**પ્રકાશક અને અનુવાદક :**
**શ્યામ ગો. કોરડે**

A/34, રાધાકૃષ્ણ પાર્ક સોસાયટી,
રાધાકૃષ્ણ ગાર્ડન પાસે, અકોટા,
વડોદરા – 390020.
મોબાઇલ : ૯૦૮૨૨૮૦૪૩૫
ઈમેલ : shyamkorde@gmail.com

**સહાયક : ઉદય કુલકર્ણી**
**પ્રથમ આવૃત્તિ : ૨૫ જુલાઈ , ૨૦૨૧**
**અક્ષર જોડણી અને ટાઈપિંગ :**
**ઉદય કુલકર્ણી**

## બે વિનમ્ર શબ્દો

પ. પૂ. સદગુરુ શ્રી નિસર્ગદત્ત મહારાજના સાહિત્યમાં થી ચૂંટેલા આ એક વધુ વચન-સંગ્રહ શ્રી નિસર્ગદત્ત મહારાજના ચાહકોને અર્પણ કરતાં અમોને ખૂબ ખૂબ આનંદ થાય છે. આ અગાઉ 'હું છું' અને અનુસંધાન નામે બે વચન સંગ્રહ પ્રસિદ્ધ થયેલ છે. આપના ગુજરાતી મિત્રોની માંગ હતી કે મહારાજ ના વિપુલ સાહિત્ય ને ગુજરાતી ભાષામાં ઉપલબ્ધ કરાવો તે અનુસંધાને એક એક પુસ્તક કરી ને અમો એ તે બીડું ઉપાડયું અને મહારાજ શ્રી ના આશીર્વાદ અને પ્રેરણા થકી આ નવીન ગ્રંથ 'સચ્ચિદાનદ' નામ નો વચન સંગ્રહ લઈ આપની સમક્ષ હાજર થયા છીએ. શ્રી નિસર્ગદત્ત મહારાજને ચેતના બાબત જે કઈ કહ્યું છે તે બધુ આ વચન સંગ્રહમાં આપણ ને ઉપલબ્ધ થઇ રહેશે એવી મારી ખાતરી છે. શ્રી નિસર્ગદત્ત મહારાજના સાહિત્યના દીર્ઘ અભ્યાસી શ્રી સચિન ક્ષીરસાગરના પ્રમાણિક પ્રયત્નો અને સુદીર્ઘ અભ્યાસ ની નિષ્પત્તિ આ ત્રણ વચન સંગ્રહો 'હું છું, 'અનુસંધાન' અને 'સચ્ચિદાનદ' આપણાં સૌ ને ઉપલબ્ધ થયા છે. તેઓ એ આ વચન સંગ્રહમાં વિષય વાર આ વચનોની ગોઠવણી કરી છે જે સર્વ સાધકોને ઘણી ઉપયોગી થઇ રહેશે. સાધકોની



શીર્ષક હેઠળ એકત્ર હોવી જોઇએ અને તે કાર્ય શ્રી સચિન ક્ષીરસાગરે બહુજ બખૂબી સુંદર રીતે પૂરું કર્યું તે બદલ તેમને ખૂબ ખૂબ અભિનંદન.

આ પુસ્તકનાં ઊંડા અભ્યાસ, મનન તથા ચિંતન થકી સાધકો ફરી એક વાર ચેતનાના વિવરણ માં ખોવાઈ જશે એમાં કોઈ શંકા નથી.

સતિશ આવહાડ

## સચ્ચિદાનંદ

**वृक्ष कबहु नहि फल भखे, नदी न संचे नीर ।**

**परमारथ के कारने, साधुन धरा शरीर ।।**

કબીર સાહેબ કહે છે કે વૃક્ષો સ્વયં ક્યારેય ફળો ખાતા નથી, નદી ક્યારેય પાણી નો સંચય કરતી નથી. એ જ પ્રમાણે સાધુ પુરુષ પરમાર્થ કરવા ને કારણે જ શરીર ધારણ કરે છે. શ્રી નિસર્ગદત્ત મહારાજનાં શબ્દોમાં પરમાર્થ નો અર્થ ચેતનાને જાણનારો. આ જ પરમાર્થ નો જ - ચેતનાનું જ વિવરણ શ્રી નિસગદત્ત મહારાજ હમેશા કરતાં રહ્યા છે.

એકવાર મહારાજની ત્યાં 'સચ્ચિદાનંદ' વિષય પર સાધક ભક્તોની જોરદાર ચર્ચા ચાલુ હતી. હું ફ્લાણો નથી, ઢીક્નો નથી આ પ્રકારનું કઈક વર્ણન સાધકો કરતાં હતા. એના પર મહારાજ એટલું જ કહેતા, "વધારે પડતું હલન ચલન આમ થી તેમ કરશો નહીં, અગાઉ શું છે તેટલુજ જુવો, બાકી બિનજરૂરી બબડાટ બંધ કરો. સત (હું છું), ચિત્ત (હું જાણું છું), આનંદ (હું પ્રેમ કરું છું), હું શું છું ? એ જોવા જતાં એ જોવા જનાર જ અદ્રશ્ય થાય છે. સચ્ચિદાનદ એટલે અનુભવાતી ચેતનાનો અનુભાવાતો આનંદ. સચ્ચિદાનદ એ ચેતનાનો જ્ઞાન ગુણ છે. એટલુજ જાણો."



મુખ્યત્વે ઈશ્વર એટલે કોણ ? તેને ક્યાં શોધવો ? ઈશ્વરનો સહવાસ એટલે શું ? આ દરેક પ્રશ્નોનાં આશ્ચર્યકારક ઉત્તરો અહિયાં ચેતનાના ના માધ્યમ થકી આ વચન સંગ્રહમાં આપણને જોવા મળશે.

મહારાજશ્રી માત્ર ચેતના બાબત જ બોલતા. ભક્તિ, એટલે આપણાં હોવાપણાંની જાણ ધ્યાનમાં રાખવી. ઈશ્વરની પુજા માટે ફળ, ફૂલ એ આપણાં મનની સમજૂતી માટે છે. આપણાં હોવાપણાંની ચેતના દ્વારા જ ઈશ્વરનું પૂજન થાય.

એક વાર આ સમજાય એટલે અહી-ત્યાં ભટકવાની જરૂર નથી, તે આ ચેતનાના વિવરણમાં થી બધાંના ધ્યાન માં આવશે.

આજકાલ ની દોડધામભરી જીવનશૈલીમાં આ વચન સંગ્રહમાં થી એક પણ વાક્ય આખા દિવસમાં જો ચિંતન માટે લેવામાં આવે તો ચેતનમાં સ્થિર થવું તે કેટલું મહત્વનું છે, અને એટલોજ યોગ-જ્ઞાન માર્ગ છે તે વાચક મિત્રોને ધ્યાનમાં આવશે.

જય સદચ્ચિદાનંદ.

- **સચિન ક્ષીરસાગર**

## અભિપ્રાય

શ્રી નિસર્ગદત્ત મહારાજની અનેક ધારાઓ માં થી વહેતી રહેતી વચન ગંગામાં ના આ કેટલાક તુષાર આપણને મોહિત કરે એવા છે. શ્રી રામકૃષ્ણ કહેતા હાથે, "ગંગાને સ્પર્શ કરવો એટલે તેના ઉગમ થી લઇ ને ગંગાસાગર સુધી સ્પર્શ કરવો પડતો નથી." સર્વત્ર ગંગા પવિત્ર છે. પણ કેટલાય સ્થાને તીર્થસ્થાનો પણ હોય તેવા આ નીવડેલાં વચનો છે. યોગજ્ઞાનગંગામાં આ દશ જ્ઞાન ધારા વચનાલંકારો થી શુશોભિત છે. અસ્તિત્વની શુદ્ધ (એટલે વૃત્તિરહિત) ચેતના તે આ પ્રવાહની મધ્યવર્તી ધારા છે. જે જાણી સમજીને આ ધારામાં ઝંપલાવશે તે આત્મસાગર સુધી એટલે મોક્ષ સુધી સીધો જ પહોચી જશે. આ ગ્રંથમાં 'અજ્ઞાન' થી આ પ્રવાસ શરૂ થાય અને 'મોક્ષ' સુધી જાય — તેવા આ વચનોના દસ વિભાગો છે.

પ્રત્યેક વિભાગમાં ના વિશેષ વચનો પર નિશાન કરવાનું ધાર્યું તો બધા જ વચનો પર નિશાન થવા લાગ્યા. પછી થી યાદ આવ્યું કે આ તો ચુંટેલા વચનો જ સંગ્રહિત કરેલ છે. એવું જો હોય તો તેમ છતાંય પુજા માટે ચૂંટેલા સંગ્રહિત ફૂલોમાં થી થોડાક ફૂલો જ ભગવાનને ચઢાવવા માટે ઉપાડાય છે તેવાં જ કેટલાક ચિતાકર્ષક વચનો છે.



'આપણું જ જ્ઞાન આપણને નથી તે અજ્ઞાન'. આ વચન થી શરૂઆત થનાર પહેલા વિભાગ થી 'મોક્ષ એટલે મુક્ત થવું— પોતાની કલ્પનાઓ થી', આ વચનો થી શરૂ થનાર કે પૂર્ણ થનાર મોક્ષ વિભાગ સુધી પ્રત્યેક વિભાગમાં અદ્ભુત વાક્ય રત્નો ફેલાયેલ છે.

**૧. અજ્ઞાન :**

'મને ખૂબ સમજ (જ્ઞાન) છે એવું લાગવું તે અજ્ઞાન'. 'ચેતનામાં શાંત રહી શકતા નથી એટલે ક્રિયા અને કર્મકાંડ એવી બધી બાબતો નો આશરો લેવો પડે છે,' એ વાંચીને મનન કરશો તો જ્ઞાનનો બબડાટ કે કર્મકાંડની ગરબડ કરતાં ખાલી થાળી સજાવ્યા કરતાં ચેતનાનો કોળિયો લેવો એ તમને ચોક્કસ સમાધાન આપશે તે તમે સમજી શકશો. ' અધર્મમાં મહાન અધર્મ, દેહ તે મારૂ રૂપ છે એવું માનવું', એ વચન એટલે 'બધાજ ધર્મોમાં ધર્મ, સ્વરૂપે રહેવું એ સ્વધર્મ.' આ સમર્થ - વચન નું જ અહી પ્રતિબિંબિત રૂપ છે.

**૨. સુખ - દુ:ખ :**

'આપણી ઓળખ નું પ્રમાણ દેહ છે એવું માનવાથી સુખદુ:ખની હરોળ ઊભી થાય છે.' આ વિધાન 'સુખ દુ:ખે સમે કૃતવા' આનો માર્ગ સમજી શકાય તેવો બતાવ્યો છે.

'આત્મજ્ઞાન વિનાનું વૈરાગ્ય એટલે છંછેડાયેલો અહંકાર'. આ વિધાનો બુધ્ધિને ચિંતનની જયાફત આપવા જેવા છે.

**૩. ભગવાન/દેવ/ઈશ્વર :**

દેવ વિભાગમાં વિભૂતિ, ગણાધીશ, મહાત્મા, ઈશ્વર, મહાપૂજા એ વિવિધ શબ્દોના અર્થઘટન બતાવવામાં આવ્યું છે. તમારા પોતાના દર્શનની સામે જગતના તીર્થક્ષેત્રો ઘણા નાના લાગે.' 'જાગૃતિમાં બેઠા હોવા છતાય નિશબ્દ જો રહી શકો તે મહાપૂજા હોય. એમાં સાંસારિક શબ્દ તો નથી જ પણ પરમાર્થિક શબ્દ સુધ્ધાં નથી', 'અધિષ્ઠાન' એ શબ્દ નું 'અધિષ્ઠાન એટલે બધાની પહેલા ચોટીને બેસવું' એવું કાવ્યમય વિવરણ છે.

**૪. ભક્તિ :**

'સ્વ સ્વરૂપનું અનુસંધાન એટલે ભક્તિ એ શંકરાચાર્યએ કરેલી વ્યાખ્યા છે.' તેના માટે આંતર પ્રયત્ન ખરેખર કેવા સ્વરૂપનો જોઇએ તે 'હું તમને ઈશારો કરું છું કે આપણાં હોવાપણાંનું જ્ઞાનને પકડો'. એ મહારાજના વિધાનો માં સ્પષ્ટ થાય છે.

"ચિંતનકર્તાનું ચિંતન કરો અન્યોનું નહીં, નિ:શબ્દ રહી તમારા હોવાપણાંનો અનુભવ એ જ ઓમકાર, જ્ઞાન થી જ્ઞાનનું ચિંતન એ



અદ્વૈત ભક્તિ છે, એ બધા જ વચનો જ્ઞાન ભક્તિના અંતરંગ પ્રગટ કરે છે.

"ઉપાસના એટલે પ્રસન્ન કરવું અથવા શુધ્ધ સ્વરૂપ પર જે કાંઇ જડ પડેલું છે તે કાઢી નાખવું. ઉપાસના કરવી જ જોઇએ." એ કાવ્યમય વચન તો અદ્‌ભુત જ છે.

**૫. શુધ્ધ ચેતના :**

આ વિભાગ સ્વતંત્રપણે ભલે આપેલ હોય પરંતુ જેવી રીતે સર્વ પંચમહાભૂતોમાં આકાશ જેમ હોય તેવી જ રીતે ચેતના એ દરેક વિભાગોમાં છે. તેને જ શ્રી સમર્થ રામદાસ સ્વામીએ જગ જ્યોતિ, ચેતનાને જાણવાની કળા એ શબ્દોથી દર્શાવેલ છે તો સંત જ્ઞાનેશ્વર મહારાજે 'સ્વસંવિદ' શબ્દથી દર્શાવેલ છે.

શ્રી નિસર્ગદત્ત મહારાજે એ ચેતના જ આત્મસાક્ષાત્કારનું માધ્યમ છે એવું જેટલુ પ્રભાવી વિવરણ કર્યું છે તેટલું આની કોઈ એ કર્યું નથી. શ્રી ગોંદવલેકર મહારાજએ જે રીતે જીવનભર નામમહાત્મય કહીને નામ -સ્મરણની અખંડ પ્રેરણા આપી તેવી જ રીતે શ્રી નિસર્ગદત્ત મહારાજે ચેતના એ સૂક્ષ્મ મધ્યમના અનેક પ્રકારે વિવરણ કરીને સૌ સાધકોને પ્રેરણા આપી છે.

'ચેતનાનું આસન લગાવો માત્ર સ્થૂળ શરીરનું આસન નહીં. માત્ર શરીરનું આસન કનિષ્ઠ હોય એટલે ચેતનાને સ્થિર કરો.' અહીં થી શરૂઆત કરીને કહ્યું કે 'ચિદાનંદ એટલે ચેતનાને જાણવાનો આનંદ'. 'આત્મા એટલે આપણે, આપણે એટલે ચેતના, આપણાં હોવાપણાંની', 'ચેતના એ આપણાં દેહ સાથે આવે અને અંતે તે આપણે છીએ તે વિસરે, મરણ બરણ કશું નહીં.'

આગળ છે, 'ધર્મ એટલે આપણે શુધ્ધ ચૈતન્ય છીએ એ ધારણાથી રહેવું.' 'મન એ જ અપાય. એટલે કઈપણ ન કરતાં નિર્વિકાર, નિર્વિચાર મનથી શુધ્ધ ચેતનામાં સ્થિર થાવ.' 'હું અને મન એ ને કોરાણે મૂકવાથી કાયામાં શુધ્ધ બ્રહ્મ જ બ્રહ્મ છે. કાયામાં બ્રહ્મ એ ચેતના છે અને ચેતના એ જ બ્રહ્મ છે.'

આ સર્વ ધ્યાનયોગના મૂળભૂત આંતરિક પ્રક્રિયાઓ નો જ ભાગ છે, આ વ્યાખ્યાઓ થી તે અધિક ઉજ્જવળ થાય છે.

### ૬. ધ્યાન

આગળ આપેલ ધ્યાન વિભાગમાં એજ સૂક્ષ્મ પ્રક્રિયાઓ નું અત્યુત્કૃષ્ટ વિવરણ છે. આ બધુ મગજમાં ચાલતું હોય એટલે ધ્યાનને મગજમાં રાખી આગળ ની દરેક પ્રક્રિયાઓ ચલાવવી પડે.



### ૭. યોગ :

યોગ વિભાગમાં 'તું અને તારા હોવાપણાંની જાણ તેને એકરૂપ કર' એ સુંદર વાક્ય છે. યુજ એટલે જોડાવું એ ધાતુ પાસે થી યોગ એ શબ્દ આવ્યો છે. તેને જ 'એકરૂપ' આ સુંદર શબ્દપ્રયોગ અહિયાં પ્રથમવાર જ વાપરવામાં આવ્યો છે.

'જગતની સર્વ શિક્ષાઓ શીખ્યા બાદ છેવટે તેના પર આત્મપ્રતીતિનો સિક્કો અવશ્ય જોઈએ.' એ અત્યંત મહત્વનુ વિધાન છે. 'આત્મબોધ પ્રશસ્તિ. એ તે દશાની ખ્યાતિ' એવું શ્રી જ્ઞાનદેવ એ કહી રાખેલ છે. મહારાજનું પણ એવું જ કહેવું છે.

'જેની પ્રતિજ્ઞા સ્વરૂપજ્ઞાનની થઇ તે યોગી' આ વિધાનથી આગળના જ્ઞાન વિભાગના ખંડ ઊઘડશે, તેની આગળ 'સ્વરૂપ' વિભાગ છે. 'આપણાં હોવાપણાંનો નિ:શબ્દ અર્થ એટલે સોહમભાવ', આ અદ્વિતીય વિધાન છે.

'જે સમજાય છે તે આપણે નથી, જેને સમજાય છે તે આપણે છીએ', આ વચનને આત્મસ્થ કેવી રીતે કરવું તે કોઇ ને પણ સહજતાથી સમજાશે અને પ્રયત્નો દ્વારા તે સાધી શકાય છે.

એકંદરે અત્યંત મનનીય, આચરણીય અને અનુભવનીય એવાં વિધાનોના આ વાગમય બગીચામાં થી ચૂંટેલા પુષ્પોનું ગુચ્છ બનાવીને લેખકે આ મહારાજ શ્રી ના ચરણે સમર્પિત કર્યું છે પણ તેનો સુગંધ અને આનંદ દરેક વાચકને પ્રાપ્ત થશે તે બદલ દરેક વતી સચિન ક્ષીરસાગરને ખૂબ ખૂબ આશીર્વાદ, શુભેચ્છાઓ પ્રાપ્ત થતી રહો તેવી કામના સહ.

આશીર્વાદ

કલ્યાણમસ્તુ

**સ્વામિ માધવાનંદ**

**(ડો. માધવ નગરકર)**

www.swaroopyog.net



## અંતરંગ

# અજ્ઞાન



આપણું  જ્ઞાન આપણને નથી તે અજ્ઞાન.

મને ખૂબ જ સમજ છે એવી સમજ તે અજ્ઞાન.

હું મરીશ એવો જેને વિશ્વાસ છે તે અજ્ઞાની.

પ્રાણ જતાં પહેલા અજ્ઞાની કહે છે કે હું મરું છું.  આપણે પોતાને જોયા નથી એટલે તે એવું કહે છે.

અધર્મોમાં મહાન અધર્મ એટલે દેહ તે જ મારૂ રૂપ છે તે માન્યતા.

દેહ તે આપણું રૂપ છે એવું પાકકું સમજીને તમે સ્વર્ગની સિઢી ચઢવાં જશો તો તે કદી પણ શક્ય નથી.

સૌથી મોટામાં મોટી ભૂલ એટલે પોતાને દેહ સમજવું.

વસ્તુઓ માટે માલિકીભાવ હોવો તેનું મહાકારણ શું હોય ? દેહબુધ્દ્રિ.



વ્યવહારમાં ના શબ્દો સાચા લાગવા થી દેહબુધ્દ્રિ નો ક્ષય થતો નથી.

દેહબુધ્દ્રિને પકડીને બેસી રહેનારને ગમે તેટલું જ્ઞાન આપો તો તે ફોગટ જ જાય છે.

બગાડ કશો જ થયો નથી ફક્ત દેહબુધ્દ્રિનો સ્વીકાર કર્યો છે એટલોજ.

આપણે આપની જગ્યાએ શું છીએ, કોણ છીએ તે જેને જાણ્યું છે તે કોઇની પણ ટીકા કરશે નહીં.

દેહબુદ્ધિને કારણે જ શાબ્દિક હુમલાઓ કરવામાં આવે છે.

તમને હજુ પણ થોડો ઘણો ભય સતાવે છે એટલે થોડાક પાપ જમા છે.  દેહબુદ્ધિ એ જ મુખ્ય પાપ.

તમે પોતે કેવા છો તેનો જ્યાં સુધી નિશ્ચય પાક્કો થતો નથી ત્યાં સુધી ભય તો રહેશેજ.

આપણ ને આપણાં હોવાપણાંની સમજ છૂટી ન જાય તેનો પ્રત્યેક જીવને ભય લાગે છે.  એનું કારણ તે પોતાને આવરણ જેવો માને છે.



મનથી ઢચું પચું એવા સાધક શું કામના ?

હું પરમાર્થી છું, હું આ છોડીશ, હું તે છોડીશ તે અહંકાર પણ જવો જોઈએ.

પોતાનો અર્થ જેને સમજાયો છે તેને કોઇ પણ સ્વાર્થ ની જરૂર નથી.

વ્યવહાર કરો છો એટલે તમે કઇ  પણ કરતાં નથી પરંતુ ઘટેલ ઘટનાનું સાક્ષિત્વ કરતાં હોવ છો.  પરંતુ દેહબુદ્ધિને કારણે તે  બધુજ મે કર્યું છે તેમ કહો છો.

મનથી ઢચું પચું એવા સાધક શું કામના ?

હું પરમાર્થી છું, હું આ છોડીશ, હું તે છોડીશ
તે અહંકાર પણ જવો જોઈએ.

પોતાનો અર્થ જેને સમજાયો છે તેને કોઇ
પણ સ્વાર્થ ની જરૂર નથી.

વ્યવહાર કરો છો એટલે તમે કઇ પણ કરતાં નથી પરંતુ ઘટેલ ઘટનાનું સાક્ષિત્વ કરતાં હોવ છો. પરંતુ દેહબુધ્ધિને કારણે તે બધુજ મે કર્યું છે તેમ કહો છો.



દરેક વ્યવહાર માત્ર મનોરંજન. આ ઉમર માં આ મનોરંજન તો પેલી ઉમરમાં પેલું મનોરંજન,દરેક ઉમરમાં અલગ અલગ મનોરંજન હોય.

આપણે કોઇની પણ વર્તુણૂક વિષે કઇ પણ બોલવું ના જોઈએ. રજોગુણી, તમોગુણી લોક પોતાની પંચાત ન કરતાં બીજાની પંચાત વધુ કરે.

વિકાર તે દેહસ્મૃતિ પર નિર્ભર હોય.
આત્મબુધ્ધિમાં વિકાર નથી હોતા.

સતત ગુરુ પાસે જવાની જરૂર નથી.

ચેતનામાં શાંત રહી શકાતું નથી એટલે પોતાની જાતને ક્રિયા-કર્મકાંડમાં ડૂબાડી દેવી પડે છે.

બુધ્ધિની ગુંડાગીરી કરીને ક્યારેય ઉકેલ મળશે નહીં. વિવેક અને શ્રધ્ધા જ જોઈશે.

જ્યા સુધી વૃત્તિઓ નૃત્ય કરે છે, અહી આવે ત્યાં જાય, ત્યાં સુધી તમે જ્ઞાન મેળવવાને પાત્ર થતાં નથી.

જે લોકો પોતાની કામનાપૂર્તિ માટે મંદિરોમાં જાય છે, તેનો ઈશ્વર પર કેટલો પ્રેમ હશે ?



# સુખ-દુ:ખ

સુખની પ્રાપ્તિ  જ્યારે તમે પોતાને ભુલશો
ત્યારે જ તે  શક્ય છે.

અન્યત્વના લીધે જ દૂ:ખ નો અનુભવ
થાય.

કોઇને ઓછો આંકવાથી આપણને આનંદ
કેમ મળે છે ?  સારું લાગે એટલા માટે ?
અન્ય કોઇ માર્ગ નથી સારું લગાવવા માટે
નો .  અન્ય ની ઉણપો શોધવાથી તમે
કયારેય સુખી થશો નથી.

જ્યાં સ્વ ની અનુભૂતિ સ્વને જ થવા લાગે
ત્યાં આત્મસુખ લાભે.



આપણી ઓળખ્ નું પ્રતિક આપણો દેહ
છે એવું જ્યાં સુધી માનશો ત્યાં સુધી સુખ
દુ:ખ ની  કતારો  લાગે છે.

મન ની અનુપસ્થિતિમાં જ દેહને દુ: ખ
નથી.

નારાજ થશો નહીં.  હિમ્મત રાખો.  સ્વ ને
ઓળખી લ્યો અને તે પ્રમાણે વર્તો .   આ
જો યથાર્થ રીતે ઓળખશો તો તમને
સમજાશે કે દુ:ખ  એટલે નાના બાળકોની
રમત જેવુ છે.

જ્ઞાન કોને અનુભવાય છે તે જ્યારે સ્પષ્ટ
થશે ત્યારે સુખ-દુ:ખ  શાંત થશે.

આત્મજ્ઞાન સાથે જ્યાં સુધી  તમારું તાદત્મ્ય  નથી સધાતુ ત્યાં સુધી તમારી જરૂરિયાતો ક્રમશ: વધતી જ રહેવાની.

સદગુરુના મુખેથી સાંભળેલા જ્ઞાનથી જો સ્નેહ નહીં કર્યો હોય તો સમાધાન મળશે નહીં.

તમને જ્યારે તમારો પોતાના હોવાપણાં નો અર્થ સમજાશે ત્યારે સ્વાર્થ પૂરો થશે જ.

દેહ એ જ મારૂ  રૂપ એવું તાદાત્મ્ય જ્યાં સુધી માન્યતામાં રહેવાથી સ્વરૂપમાં ભેદ ઉત્પન્ન થાય અને સુખ દુ:ખનો અનુભવ થાય છે.



ભરપૂર વ્યવહાર કરો પણ કોઈપણ પ્રકારની ચિંતા કરશો નહીં.  ચિંતા કરવાથી બુદ્ધિ અને શક્તિનો વ્યય થાય છે.

ચેતનાનું જ્ઞાન થયા પછી દવા લેવા પુરતી પણ ચિંતા શેષ રહેશે નહીં.

તમારા  હોવાપણાંના  જ્ઞાન પર જ્યારે તમારું  મન , બુદ્ધિ, સ્થિર થશે ત્યારે જ તમારા સર્વ મનોરથો પૂર્ણ થશે.

જ્યાં સુધી આપણે આપણાં માટે નિશ્ચિત નથી ત્યાં સુધી ચિત્ત દૂષિત જ રહેશે.

આત્મજ્ઞાની બુદ્ધિ ને અતિક્રમીને /છોડીને પોતાનું દર્શન કરે છે. અજ્ઞાની બુદ્ધિને વશ થઈને/સ્વીકારીને પોતાનું ભૂત કે ભવિષ્ય સ્વીકારતો હોય છે.

સંકલ્પથી સુખ માટે આપણે કઈક કરીયે છીએ તે વખતે તે બહુ જ સારું લાગે છે પણ કાળાંતરે તેમાં થી એવું કઈક નિર્માણ થાય છે, કે આપણે તે અનુભવી શકીએ કે તે જ આપણો સૌથી મોટો અવરોધ છે.

જયાં સુધી આપણે એટલે કોણ એ જાણતા નથી ત્યાં સુધી બધાં જ આરોપ ભોગવવા પડે છે.

આપણે જે નથી તે આપણે છીએ તેવી સઘન માન્યતાઓ ને લીધે જ આપણને ત્રાસ ભોગવવો પડે છે.



આપણે આત્મા (સ્વ) છીએ એવો જેનો નિશ્ચય દ્રઢ હોય તેને જગતનાં હજારો દુ:ખો પણ સ્પર્શી શકતા નથી.

વ્યવહાર કરવાનો નથી એવું નથી. વ્યવહારની અગાઉની માન્યતાઓ શું હતી અને આપણી શું માન્યતાઓ હતી એટલું જ જોવાનું છે.

વાણીથી કોઈને પણ દુખાવશો નહીં. કોઈક ની મોટાઈમાં દોષ કાઢશો નહીં.

આત્મજ્ઞાનની અનુપસ્થિતિમાં લાધેલ વૈરાગ્ય એટલે છંછેડાયેલો અહંકાર.

સર્વ ઈચ્છાઓ તારા દર્શનથી (સ્વ-દર્શન) થી જ તૃપ્ત થશે.

તમારું મૃત્યુ થતું નથી પણ દેહભાવ વિસરાઇ જાય છે.

સ્વાત્મસુખ એ જ મોટું ધન છે.



# ઈશ્વર-ભગવાન

કોઈને પણ પોતાનામાં પોતે 'હા છું'' તે ગણતરી છે તે જ મૂર્ત સ્વરૂપ. મૂર્ત એટલે પ્રત્યક્ષ હાજર. આ મૂર્ત સ્વરૂપમાં નો ગણેન્દ્ર જો નહીં હોય તો એક પણ સંખ્યા નહીં હોય. આપણે (સ્વ) તરીકે હોવાપણાની ગણતરી, તેને ગણેન્દ્ર કીધેલ છે.

ૐ આ ઉચ્ચાર કોનો છે ? આગળ જે ગણતરી કરનાર છે તે ગણતરીના અગાઉ જે છે તેનો તે ઉચ્ચાર છે.

ઉચ્ચારયા વિનાનું આપણાં હોવાપણા નું જ્ઞાન એટલે તે ગુણેશ્વર.

જેના થકી 'હું છું' કહેવાય છે 'તે' હું છું કહેતા પહેલા તે અસ્તિત્વમાં છે. એને જ ગણાધીશ કહેવાય.



પ્રેમ (ચેતના) શક્તિ એ મુળ માયા, મહાકાળી, બ્રહમસૂત્ર, હિરણ્યગર્ભ છે. સંપૂર્ણ જગતમાં તેનું જ કાર્ય ચાલે છે.

આત્મજ્ઞાનની, આપણાં હોવાપણાંના (સ્વ) જ્ઞાનની ઓળખ કરાવી દે તે સદગુરુ.

આપણને સંપૂર્ણપણે યથાર્થ જાણનાર અને અપૂર્ણ ચેતના કેમ અને કેવી રીતે નિર્માણ થઈ તે ઓળખનાર જે છે તે સદગુરુ.

આપણાં હોવાપણાંની શ્રધ્ધા એ જ ગુરુના દર્શન.

ચિંતન સ્વ નું જ કરો. તેને જોઇએ તે નામ આપો. બ્રહ્મ કહો, ગુરુ કહો, દેવ કહો.

કેવળ મંજીરાં વગાડે તે સંત નથી. જેને સંસારનો ઊભરો આવતો નથી તે સંત. દેહમાંનો કલકલાટ જેનો શાંત થયો છે તે સંત.

પોતાના ચેતનને જે જાણતો થયો છે તે સંત.

પોતાનું સ્વ નિરીક્ષણ કરીને શાંત થયેલ હોય તે સંત.



જગતના બધા જ મહાત્માઓ તેમનાં હ્રદયમાં સ્થિત ચેતનાનું ધ્યાન ધરીને જ મહાત્મા થયા છે. આપણાં હોવાપણાંના જ્ઞાનનું (ચેતનાનું) ધ્યાન કરવાથી તે સક્રિય છે અને તેમને મહાત્મ્ય પ્રાપ્ત થાય છે.

આપણાં હોવાપણાંના ચેતના થી જે પ્રજા નિર્માણ થઈ તે જ બ્રહ્મદેવ.

સવારે જે આપમેળે જાગૃતિ (ચેતના) આવે છે એનું નામ બ્રહ્મ અથવા ઈશ્વર છે.

અધિષ્ઠાન એટલે સૌથી પહેલા નિશ્ચય કરીને બેસેલો. જેનાથી બધુ સમજાય છે તે બ્રહ્મ અધિષ્ઠાન.

આપણે (સ્વ) છીએ તેના પર જેનો વિશ્વાસ
બેઠો તે જ વિષ્ણુ.

આપણાં હોવાપણાંની આપણાં હૃદયમાં
ની ઓળખ (ચેતના) તે જ નારાયણસ્વરૂપ
નારદે પ્રહલાદને રહસ્યોદ્ઘાટન કર્યું.

આકાશમાં, પૃથ્વી પર જેટલા દેવી
દેવતાઓ દેખાય છે તેટલાજ આ વિષ્ણુમાં
એટલે ચેતનામાં છે.



આપણાં હોવાપણાં (સ્વ) નો સ્પર્શ જેને
થયો તે જ શિવ.

શિવનો સાદો અર્થ જ્ઞાનને થયેલો
જ્ઞાનસ્પર્શ એવો હોય.

આત્મારામ એટલે પોતાનો આરામ પોતે
જ .

તમારા હોવાપણાંની ચેતના છે ત્યાં સુધી
તે ચેતનાને, એજ તે શ્રીકૃષ્ણ, આજ તે સર્વ
જગતનો પરમાત્મા એમ માનો.

બીજ એટલે બાળતત્ત્વ, બાલમુકુન્દ અથવા સવારની સંપૂર્ણ જાગતા પહેલાની નિ: શબ્દ અવસ્થા.

કૃષ્ણ હોવાનું જ્ઞાન એટલે ચેતના.

દેહમાં થી આવનારી આપણાં હોવાપણાંની સુગંધ એજ વાસુદેવ.

ઈશ્વર કોણ ? આપણને આપણું હોવાપણું સમજાય/અનુભવાય તે. આપણે એટલે જ્ઞાન.



હું છું ની જાણવા ની કળા તે જ ઈશ્વરની વિભૂતિ હોય.

કાયામાં જે આત્મપ્રેમ (સ્વ) નિર્માણ થયો છે તે જ ઈશ્વર.

તમારી ચેતનાને ઈશ્વર તરીકેની યોગ્યતા આપેલ છે.

જેને ચેતના અનુભવાય છે તેને કોઈ જ અનુભવ બાકી રહેતો નથી. તમને ચેતના અનુભવાય છે તે ઈશ્વરનો જ જન્મ છે તે ધ્યાનમાં રાખો.

ઈશ્વર એટલે જ્ઞાન, જ્ઞાન એટલે ચેતના,
ચેતના એટલે આપણું હોવાપણું.

અનુભવાતી ચેતના અનુભવાય છે એ જ
તે ઈશ્વર.

ઈશ્વર વિશ્વ જેવો છે તેનો પુરાવો શું ?
પુરાવો ફક્ત તારા હોવાપણાંની જાણ,
તારા હોવાપણાં નો પ્રેમ.

ઈશ્વરનો સહવાસ એટલે આપણાં
હોવાપણાંના જ્ઞાન માં રહેવું.



ઈશ્વરની મુલાકાત એટલે અગાઉ કાયારૂપ
માનીને આપણે વર્તતા હતા તે હવે
આપણે કાયારૂપ નથી, આપણે (શુધ્ધ
ચેતના) છીએ તેની સતત યાદગીરી
રાખવી.

ઈશ્વર એટલે શુધ્ધ જ્ઞાન (ચેતના).

બધુ જ સમજતાં પહેલા શું સમજાય છે ?
આપણાં હોવાપણાં ની ચેતના. તે કોને
સમજાય છે ? તે કહી શકાય તેમ નથી.
એટલે તેનું નામ દેવાય છે ઈશ્વર.

ઈશ્વર હોવાની સૂચના એટલે તમને તમારા
હોવાપણાં નું જ્ઞાન હોય.

ભગવાન એટલે અનુભવાતી ચેતના. જેના કારણે તમને તમારા હોવાપણાં નો અનુભવ થાય તે જ ભગવાન નું રૂપ, તેને આલિંગન આપો એટલે ચેતનાનું ધ્યાન કરો.

તમે છો ત્યાં જ ઈશ્વર છે.

આપણાં હોવાપણાં ની યાદ ને આપણાં ગુરુએ આપેલ ઈશ્વર માનીને નિરાકાર ભજો.

જ્યાં સુધી તમારાં હોવાપણાંને ઈશ્વર જેટલું મહત્વ આપતાં નથી ત્યાં સુધી કશું જ સમજાશે નહીં.



આપણાં હોવાપણાં ની યાદ એ જ ઈશ્વરની યાદ છે.

એક ભગવાનને જોવું એટલે આપણાં સિવાય બીજો કોઇ ભગવાન નથી તે નિશ્ચય.

ઈશ્વર તરીકે તમારા હોવાપણાં ના જ્ઞાનના ચરણ પકડો. તમારા હોવાપણાં ના જ્ઞાનનું જ સ્મરણ કરો.

જેણે આપણાં હોવાપણાંનું જ્ઞાન પ્રસન્ન થાય તેને જ ઈશ્વર પ્રસન્ન થયો એમ કહેવાય.

તારા હોવાપણાં નું જ્ઞાન તે જ જ્ઞાનદેવ છે.

આત્મજ્ઞાન કરતાં કોઈ અલગ ઈશ્વર છે તે
કલ્પના કરશો નહીં.

પ્રાત:કાળ તમને તમારાં હોવાપણાંનું
સ્મરણ થાય છે તે દેવાધિદેવનું દર્શન છે.

તમારાં હોવાપણાંની ચેતના આ મુખ્ય
ઈશ્વરને જાણ્યા સિવાય આપણ ને આપણે
મળીશું નહીં.



તમે અગાઉ છો અને તે યાદગીરીમાં જ
(જાણકારી માં ) ઈશ્વર છે.

ઈશ્વરની ચોટલી અને પગ બંને તમારા
પાસે છે, તમારા હોવાપણાંની ચેતનારૂપે.

આપણે છીએ એ એક જ  આગ્રહ ને
વળગી રહો.  જુદી જુદી સમજૂતીઓ એટલે
જ જુદા જુદા આગ્રહો.   આપણે છીએ
એજ તે ભગવાન છે એ ક્યારેય વિસરશો
નહીં.

ઈશ્વર ના જેટલા નામો છે તે  આપણાં
હોવાપણાં ની જે ચેતના છે તેના નામો છે.

આપણાં હોવાપણાં ના જ્ઞાન સિવાય
(ચેતના સિવાય) જગતમાં હજુ કોઇ દેવ
ધર્મ નથી.

કોઇની પણ મદદ લીધા શિવાય તમે
તમારી યથાસ્થાને જ છો, તે જ્ઞાનસૂર્ય છે.

ચેતનાનો પ્રકાશ એટલે જગતના ચંદ્ર-સૂર્ય
નો પ્રકાશ.

આત્મસૂર્ય ને જ એટલે તમારા હોવાપણાં
ને દર્શાવનાર જ્ઞાન કલાને જ ચિત્રકળા,
ચૈતન્ય, આત્મજ્ઞાન, પ્રેમ ઈત્યાદી નામો છે.



તારા હોવાપણાં નું જ્ઞાન તારા પર પ્રસન્ન
થયું  એટલે સંપૂર્ણ બ્રહ્મ પ્રસન્ન થયું.

આપણે છીએ એવી તમને જે સહજ
ઓળખ થાય છે તે બ્રહ્મની ખાતરી.

આત્મપ્રેમ એટલે જ આત્મજ્ઞાન, એટલે જ
બ્રહ્માણ્ડ રૂપ.

ભગવાનને ગમતો ધર્મ એ સ્વરૂપ ધર્મ,
અખંડ અભય એવી સ્થિતી, દેહમાં ના
ચૈતન્યનું અનુસંધાન.

ભગવાનને પકડવાનું સાધન કયું છે ? આપણાં હોવાપણાંની જે અનુભૂતિ છે તે જાણવી. તે જ તું છું એવી પકડ કેળવવી રહી.

આપણાં હોવાપણાંની જાણ પ્રત્યેકના ધ્યાનમાં છે. તેને જ ભગવાન તરીકે ભજવાથી તેમાં નું અજ્ઞાન સ્પષ્ટ થશે.

બીજાનું ચિંતન, પછી ભલે ને તે બ્રહમદેવનું પણ કેમ ન હોય, તે ખરું ચિંતન નથી. ચિંતન તે ફક્ત સ્વ નું જ હોઈ શકે.

ઊંઘમાં પ્રાણ ચાલુ હોય પણ તેને અર્થ નથી હોતો કારણકે તેને પોતાના સ્પંદન, જ્ઞાન નથી હોતું, જાગ આવવી એટલે આપણે છીએ એ બોધ થવો. તેને જ સોહમ કહેવાય.



જાગતો બેસેલો હોવા છતાંય જે શબ્દવિહીન રહેલ છે તે મહાપૂજા છે. આ શબ્દવિહીન અવસ્થામાં માત્ર સાંસારિક શબ્દો જ નહીં પરંતુ પરમાર્થિક શબ્દો સુધ્ધાં નહીં.

પુજા જ કરવી હોય તો ફક્ત ગુરુના વચન સાંભળનાર જ્ઞાનની (ચેતનાની) પુજા કરો.

જેઓ ને ભગવાન જોઇએ છે તેમણે તે આપણાં હોવાપણાં ની ચેતના છે તે જ ભગવાન છે, તે ધ્યાનમાં રાખવું જોઇએ.

તમારા સ્વના દર્શનની સામે જગતના તીર્થક્ષેત્રો ઘણાં જ નાના કહેવાય.

આત્મચિંતનનો  કિંચિત લાભ પણ જેને મળ્યો હશે તેને કોઈપણ દેવ દેવતાઓ ની તથા કશાની જ જરૂર પડશે નહીં.

સર્વત્ર દેવ (ચેતના) છે એવો વિશ્વાસ દ્રઢ રાખવાથી વાંચતી વખતે અક્ષરોમાં સુધ્ધાં ભગવાન દેખાય છે.

જ્યાં સુધી આપણને આપણી માહિતી નથી ત્યાં સુધી જ મંદિરમાં જવું, હાથ જોડવા બાબતો ઘડશે.  આપણી માહિતી આપણ ને  પ્રાપ્ત થયા બાદ આપણ ને કોઈના સહવાસ ની જરૂર નથી.

સગુણ એટલે તે ગુણ કયો તો તું છું તે જ્ઞાન (ચેતના).  સગુણ નો બીજો અર્થ ગુણોસહ તું છે તે.



તમારા પ્રેમ પર પ્રેમ કરો.  અત્યાર સુધી તમે સર્વ વસ્તુઓ પર પ્રેમ કર્યો પણ તે પ્રેમ કરનાર પ્રેમ પર પ્રેમ કર્યો શું ?

જ્યાં સુધી તમે તમારા ધ્યાનમાં આવ્યા નથી ત્યાં સુધી મંદિરોમાં જવાનું વગેરે ચાલુ જ રહેશે.

દેવ એ સંજ્ઞા સમાધાન માટે છે.

સ્વ ની જેને ખાતરી જણાઈ એને જ સ્વામિ અથવા તો મહારાજ કહેવાય.

# ભકતી



ભકતી , યાદ, પ્રેમ, રુચિ આ બધા નામો આપણાં હોવાપણાં ના જ્ઞાનના જ (ચેતનાના) છે.

ગુરુવચન યાદ રાખવું તેજ ભકતી.

જ્ઞાનથી જ્ઞાનનું ચિંતન તે જ અદ્વૈત ભકતી છે.

આપણાં હોવાપણાંનું જ્ઞાન ઘટ્ટ પકડી રાખો. અદ્વૈત ગુરુભક્તિ કરો.

ભકતી એટલે એકતા, વીભક્તિ એટલે વિરોધ.

ગુરુઆજ્ઞા શું તો તું દેહ નથી, દેહમાં રહેલ તારા હોવાપણાંનું જ્ઞાન તે તું છે અને તે જ તે ખરી ભકતી.

તમારી કાયામાં તમારાં હોવાપણાંનો જ્ઞાનસૂર્ય, જેનાંથી તમારાં હોવાપણાંની તમને જાણ થાય છે તે પરમભકતી . એ એકજ શુધ્દ્ધ ભકતી છે.

અંતરંગમાંનો શ્રીરંગ જેને ઓળખ્યો નથી તેને ભકતી જ કરી નથી.



ગુરુ એટલે ગુરુનું નામ લેનાર આપણાં હોવાપણાંનું જ્ઞાન, તેની ભકતી કરવી જોઇએ.

ગુરુને ભજવા એટલે તેમની આજ્ઞાને ભજવું. એટલેજ આપણી હોવાપણાંની ચેતનાને ભજવું.

ગુરુથી એકરૂપ થવું એટલે આપણે જ્ઞાનસ્વરૂપ છીએ તે ભાવનામાં સ્થિત રહેવું.

તમારી હોવાપણાંની ચેતનાને ભજો. તેને જ તું ગુરુ છે, તું અનંત અપાર છે એવું કહો.

આત્મભકતી પરના આવરણો એટલે કાલ્પનિક દેવી-દેવતાઓ, પ્રતીકો વગેરે દ્વૈત ભક્તિના સાધનો. પ્રાણીમાત્રમાં વિચરતી રહેલી એક જ ભકતી છે તે સ્વરૂપની પ્રીતિ.

આપણાં હોવાપણાંના જ્ઞાનને જે ગુરુરુપ માને છે તેને કર્મકાંડ ની આવશ્યકતા રહેતી નથી.

લોકો પાસે ભકતી છે, ગુરુ પર પ્રેમ-વેમ પણ તે કરશે પણ જ્ઞાનભકતી તરફ તેમનું ઝોક નહીં હોય. દેવ ભકતી તેમને ગમે છે પણ જ્ઞાનભક્તિ તરફ તેઓ ઉદાસીન હોય છે.

ગુરુભક્તોએ લોકોના બુધ્દ્દિનો અભ્યાસ ક્યારેય ના કરવો જોઈએ. આત્મબુધ્દ્દિ નિશ્ચયાત્મક હોવી જોઈએ.



સાંભળનારે અન્યોની ભાંજગડમાં ના પડતાં પોતે જ પોતાનું નિરીક્ષણ કરવું.

અન્યત્વ પર રુચિ નિર્માણ તેને ભાવના કહેવાય, વિશ્વાસ માત્ર પોતાના પર જ હોય.

રુચિ ફક્ત પોતાનીજ હોવી જોઇએ.

જેને પોતાનો અર્થ સમજાયો તે જ પરમાર્થી, બાકીના સ્વાર્થી.

બુદ્ધિનું અભિમાન, શરીરનું અભિમાન જે ત્યજે છે તે જ સદગુરુને નમસ્કાર કરે છે. બાકીના માત્ર દેખાવ કરે છે.

તારા હોવાપણાંની તારી જાણ એ જ ગુરુનો પ્રકાશ. એ જ ગુરુનું પવિત્ર નિર્મળ ચરણ.

તમારા હોવાપણાંનું જ્ઞાન (સ્વ) એ જ સદગુરુની પ્રતિમા.

સ્મરણથી, ચેતનાથી, જ્ઞાનથી જ્ઞાનની પુજા કરો.



સાધકે ફક્ત પોતાના હોવાપણાંનું જ્ઞાન છે , તેટલુજ નોધવું જોઈએ.

આપણે શુધ્દ ચેતના છીએ ફક્ત તે ઓળખવાનું છે. ત્યાં ક્રિયા કર્મ કઇ નથી.

આપણે (સ્વ) છીએ તે સમજાય તે સહન કરવા માટે ઈશ્વરનું નામ લેવાનું કહેવાય છે.

તમે અનુભવાતી ચેતનામાં સ્થિર થતાં હોવ તો હવે ક્રિયાકાંડ કરવાની જરૂર નથી.

ભક્તો પાસે આપણાં હોવાપણાંની ચેતના છે. ઉત્તમ ભક્ત પોતાના હોવાપણાંની ચેતનાને ભગવંતના દર્શન તરીકે જુવે છે.

આત્મસ્મરણ કરો પછી બધો જ આંતરિક કલહ શાંત થઈ જશે. આત્મજ્ઞાનદક્ષ રહો તે મહાપૂજા છે.

પુજા કરવા માટે તમારા હોવાપણાંનું જ્ઞાન વાપરવાનું છે. બાકી ફળ, ફૂલ વગેરે મનની સમજૂતી માટે જ છે.

મંદિરમાં જવા કરતાં પોતાનુજ દર્શન લ્યો.



તમારાં હોવાપણાંના જ્ઞાનની ઉપાસના કરો.

ઉપાસના એટલે પ્રસન્ન કરવું અથવા તો શુધ્ધ સ્વરૂપ પર જે કાઇ જડ આવરણ થી ઢંકાયેલ હોય તેને દૂર કરવું. ઉપાસના કરવી જ જોઈએ.

જ્ઞાનની ઉપાસના કરવાથી તે ખુશ થશે, ઊઘડશે,પ્રસન્ન થશે અને ત્યારબાદ અદ્વૈત એટલે શું તે તમને સમજાશે.

તારે વ્યક્તિત્વની પુજા કરવાની છે એટલે તારા હોવાપણાંના જ્ઞાનની જ (ચેતનાની) પુજા કરવાની છે.

હું તમને જરાક ઈશારો કરું છું—મારા હોવાપણાંનું જ્ઞાન—તે પકડો.

ભાવનાઓ થી આકર્ષિત કરેલું જશે, તે ટકશે નહીં.

મનોભાવના ટકતી નથી.  તે વાંદરવેડા જેવી હોય છે.  આત્મભાવના સ્થિર હોય.

જ્યાં સુધી સચ્ચિદાનદ જાણ્યો નથી ત્યાં સુધી તું તારા હાથમાં આવીશ નહીં.



પ્રેમ એટ્લે અકળપણે કળાયેલ આપણાં હોવાપણાં ની ચેતના.

જેને પોતાના  હોવાપણાંનો ક્યારેય વિસર પડતો નથી તે જ મારો ભક્ત.

તમને તમે સમજાવ છો તેનું ચિંતન કરો. પદાર્થોનું ચિંતન નહીં.  તપ કરવું એટલે જ ચિંતન કરવું.

સ્વનું દર્શન અને દર્શનનો નિશ્ચય પૂર્ણ થવો જોઈએ.

એકાંતમાં બેસી પોતાની તરફ નીરખ્યા કરી પોતાની જ સામે પડવું તે સૌથી મોટું શૌર્ય છે.

ચિંતનકર્તાનું ચિંતન કરો ઇતરો નું નહીં.

હું બ્રહ્મ છું એ ધ્યાનમાં રાખો. પોતાના હોવાપણાંનું ધ્યાન અને ચિંતન એ જ તારક છે.

અનુભવાતી ચેતનાને શ્રવણથી જાણીને જગતમાં વિવિધ કર્મો થાય છે પણ તેનાંથી સ્વરૂપનું જ્ઞાન થશે નહીં. ક્રિયારહિત, આવન-જાવનરહિત આપણે છીએ તે જાણવું જોઈએ.



જેનાં વડે વ્યવહાર સમજાય છે તે આપણે વ્યવહારમાં રહીને પણે અલગ છીએ એવું જાણીને શાંત અને સ્થિર રહો.

જીવતેજીવ દેહ મૂકવો (દેહની એષણા અને પ્રેમમાં થી મુક્ત થવું) તે અસિધારાવ્રત છે.

શરણે જવું એટલે દેહરૂપને વર્જ્ય કરીને રહેવું.

શબ્દ ન ઉચ્ચારતા તમારા હોવાપણાંનો જે અનુભવ છે તે જ ૐ કાર.

ૐ એટલે હુંકાર, આપણે (સ્વ) હોવાની ખાતરી.

બ્રહને જાણવું એ કાયાનું પ્રયોજન છે.

બુદ્ધિમાન ભક્ત કલ્પનાઓમાં તલ્લીન રહેવાથી પોતાની આખરી કલ્પના પ્રમાણે એને આગલો જન્મ પ્રાપ્ત થાય છે.



# શુદ્ધ ચેતના

માત્ર શરીરનું આસન ના લગાવશો, ચેતનાનું આસન લગાવો. શરીરનું આસન કનિષ્ઠ હોય, એટલે ચેતનાને સ્થિર કરો.

આત્મા એટલે આપણે, આપણે એટલે ચેતના, આપણાં હોવાપણાંની જાણ.

તમારી પાસે શું છે ? તમારી પાસે ફક્ત તમારાં હોવાપણાંની ચેતના છે.

કશાય ઉચ્ચારણ વગર આપણે છીએ, એવો અર્થ આ અતિ સૂક્ષ્મ, ચિદઅણુ, ચેતના અને જ્ઞાન, આકાશના અણુ કરતાં પણ સૂક્ષ્મ છે.



અણુ એટલે આપણાં હોવાપણાં ની સૂક્ષ્મ જાણ.

ચેતનાનો પ્રકાશ એટલે જ આકાશ.

નાની અમથી ચેતના, મારા હોવાપણાં ની , ચિન્મય એવી એ જરાક પણ ચમકે એટલે એ દૈદીપ્યમાન થઈ વિરાટ જગતનું દર્શન કરાવી દે છે.

અકળપણે કળાયેલ ચેતના એટલે સંબંધે તે આપણાં હોવાપણાંની ચેતના છે.

આપણાં હોવાપણાંની ચેતનાને ગુરુપદ આપો. તેનું જ ચિંતન કરો. તેને જ વંદન કરો.

ચેતનાનો એક ક્ષણ તે જ્ઞાનનો સાગર છે.

કમ સે કમ સૂતી વખતે તો હું દેહ નથી એવું જાણીની સૂવો.

પ્રત્યેક વાત કરતી વખતે તે ધ્યાનમાં રાખો કે તમે સ્વયંમ જ્ઞાનધન છો.



અનુભવાતી ચેતના જ્યારે વ્યવહાર કરવા લાગે છે ત્યારે તે વૃત્તિ બને છે.

તમારી યોગ્યતની જેમ જેમ તમને અનુભૂતિ થતી જશે તેમ તેમ તમારી વર્તણૂક બદલાતી જશે.

ચેતના આ દેહની ઉત્પત્તિ સાથે આવે અને અંતે તે પોતાને જ વિસરી જાય છે, બાકી મરણ વગેરે કઈ હોતું નથી.

આયુષ્ય એટલે ચેતના જળવાઈ રહી છે તેનો ઉલ્લેખ.

જાગૃતિથી ચેતના અનુભવાય ત્યાં સુધી
આપણી આપણને જરૂર.

તું દેહ નથી તે જાણ ચેતનમાં જ હોવી જોઇએ.

ચેતનાની હોવાપણારૂપી ધાગો તે જ સૂત્ર. તેમાં કર્મથી એટલે ક્રિયાથી પરીવર્તન કરી શકાતું નથી.

કરવા જેવુ હોય તો માત્ર એટલું જ કરો કે તમે હોવાપણાંની અતિ કૃપાળુ ચેતના, તેને વશ કરો.



આપણાં હોવાપણાં ની અનુભવાતી ચેતન કળા સહન થતી નથી એટલે લોકો આ બધો વ્યવહાર કરે છે.

આપણાં હોવાપણાની ચેતના જો સહન કરી શકશો તો જ પૂર્ણ બ્રહ્મત્વને પામશો.

ચિદાનંદ એટલે ચેતનાને અનુભવ્યા નો આનંદ.

તમારાં પાસે રહેલી ચેતના એ જ તમારી મૂડી છે.

તમે અનુભવાતી ચેતના તરીકે જ્ઞાન છો.

જેણે આપણી ચેતનાને ઓળખ્યો તે જ્ઞાતા.

ચેતના અને આખું જગ એક જ છે તેની સમજ તમને હોવી જોઈએ.

જગતસૂર્ય, આત્મસૂર્ય વિશ્વસૂર્ય એ સૂર્ય એટલે તમારા હોવાપણાંની તમને થતી અનુભૂતિ તે .



અખંડ બ્રહ્માણ્ડની જન્મભૂમિ માનવી શરીરમાં ની સ્વરૂપ ચેતનકળા છે.

તમારાં  હોવાપણાંની ચેતના કોહિનૂર છે.

તમારું હોવાપણું અલગ અને તમારાં હોવાપણાં ના સમાચાર (ચેતના) અલગ. આજે તમને જે જાણ છે તે તમારાં હોવાપણાં ના સમાચાર છે.

ચેતના હોય જ ત્યારે ચેતનાની જરૂર ન પડે તેવું થવું જોઈએ.

તેજ ચરણ શ્રી  સદગુરુના કે જે તમને તમારાં  હોવાપણાં ની ચેતના આપનાર અનુભવાતી  ચેતનકળા છે.

આપણને આપણે અનુભવતા નહોતા તે સમજાય છે. તે સમજ ને લીધે જ આપણને આપણાં અસ્તિત્વની ખાતરી થાય છે.

ધર્મ એટલે આપણે શુધ્ધ ચૈતન્ય છીએ એ ધારણામાં રહેવું.

સવારે જાગૃતિ આવ્યા બાદ જ્યાં સુધી વૃત્તિ આવતી નથી ત્યાં સુધી તમે શુધ્ધ બ્રહ્મ છો.

આપણે કોઈક દેહધારી છીએ તે પણ સ્મૃતિ જ છે. શુધ્ધ ચેતના પર જે સંસ્કાર થયેલ હોય તે જ સ્મૃતિરૂપે રહીને તે જ વર્તુણૂક કરે છે.



ચેતના પોતાને દેહ સમજે છે. એટલેજ ચેતનાનું દેહ પર થી ધ્યાન હટાવવા માટે શરૂઆતમાં 'હું શુધ્ધ ચેતના છું' એ ધારણાથી રહેવું પડશે.

મન એજ ધોખાદાયક (નુકસાનકારક) છે. એટલે કશું પણ ન કરતાં નિર્વિકાર, નિર્વિચાર મનથી શુધ્ધ ચેતનામાં સ્થિર થાવ.

હું અને મન એ જ્યારે બાજુએ મૂકીએ ત્યારે શુધ્ધ બ્રહ્મ જ બ્રહ્મ છે. કાયા માં બ્રહ્મ એ ચેતના છે અને ચેતના એ જ બ્રહ્મ.

અરીસો જો સ્વચ્છ રાખીશું તો તેમાં દરેક વસ્તુઓ ના પ્રતિબિંબો દેખાશે. તેવું જ ચેતના શુધ્ધ થયા બાદ સમગ્ર જગત ચેતનામાં જ રમે છે તે સ્પષ્ટ દેખાશે.

# ધ્યાન



ધ્યાનયોગ થી હું  ફલાનો કે ઢીક્નો તેનો વિસર પડે છે.

વાણીના શબ્દો ચિત્તમાં પ્રવેશ કરી ત્યાં સ્થિર થાય અને તે વિવિધ સમયે સપાટી પર આવે તે જ તમારા વિચાર.

વિચાર ઉદભવે તેવા જ વિલીન પણ થાય. જો જરૂર હોય ત્યારે જ વિચારો જળવાઇ રહે છે.

શબ્દોને જ મન કહેવાય.  જેવા સંસ્કાર એવું મન અને તેવી જ વર્તણૂક.  હું અને મનને વર્જ્ય કરીને (અતિક્રમીને)  ધ્યાનયોગ સાધ્ય કરો.

ધ્યાન કરવું એટલે ચેતનામાં સ્થિર થવું
એટલેજ સો ટકા વર્તમાનમાં રહેવું.

ચેતનાથી ચેતના પર ત્રાટક કરવું તે ક્રિયાને
ધ્યાન કહેવાય.

ધ્યાનયોગ સાધો. ધ્યાનયોગ એટલે
આપણાં હોવાપણાંનું જ્ઞાન (ચેતના) ને
પકડી રાખવું.

જ્ઞાન મેળવવા માટે તમે છો તે ચેતનાનું
ધ્યાન કરવું જોઇએ.

આપણાં હોવાપણાંનું ધ્યાન ધર્યું, એટલે
તેમાં બધુ જ આવી ગયું.



ધ્યાનમાં બેસવાની ટેવ પાડો. રોજે રોજ
એક મિનિટ વધારતા જાવ. તમે જો એકાદ
વાતનો આગ્રહ પકડી રાખશો તો જગતમાં
કશું જ અશક્ય નથી.

મૂળ તરફ જો જવું હશે તો ભટકવાનું બંધ
કરીને ધ્યાન કરતાં રહો.

ધ્યાનયોગ સાધો. હું દેહ નથી, હું કેવળ
શુધ્ધ જ્ઞાન (ચેતના) છું તે નિશ્ચયથી રહો.

કાનથી સાંભળનાર જ્ઞાન એટલે જ તમારા
હોવાપણાંની જ્ઞાન ધ્યાને ધરો.

ચેતનાને ચેતનાનું જેટલો સમય ભાન હોય છે તેટલો સમય તે ધ્યાન.

તમે છો તે તમને જે સમજાય છે તેનુજ ધ્યાન કરો.

જેનાથી તમને આ જગત સમજાય છે તેનું ધ્યાન ધરો.

આપણે જ આપણને શાંત કરીયે એટલે ભગવાનનું ધ્યાન કરવું.



સ્વરુપજ્ઞાન તરફ એકીટકે જોવું તેને જ સંધ્યા કહેવાય.

આપણાં હોવાપણાંને જ્ઞાનને શાંત કરવું તેને જ બ્રહ્મચિંતન કહેવાય.

ચિદરૂપને જાણનાર પણ તારો તું જ છે, એટલે શક્ય તેટલું ચેતન કળા થી તેનું ધ્યાન કરવું.

સવારે આપણાં હોવાપણાંની જાણ થઈ, તે જાણ એટલે જ તે નિરવધી પરમાત્મા છે એવું ધ્યાન કરો.

દેહમાં ચેતનાનું અધિષ્ઠાન બ્રહ્મરંધ્ર છે.

બહિરંગ દ્રષ્ટિ ફેરવીને પોતાની તરફ જોતાં રહો.

તમે છો તે ચેતના પર જ ધ્યાન આપો.

આપણે શાંત થયા છે તે સમજાય ત્યાં સુધી ધ્યાન લાગેલ નથી.



આપણાં હોવાપણાં ની ચેતના એટલે હૃદયની ત્રિમૂર્તિ. આપણાં હોવાપણાં ની ચેતનાનું ધ્યાન કરો.

જેણે આપણાં હોવાપણાંનું આપણ ને દર્શન કરવાની લગની લગાડી તે આ ઈશ્વરનું ધ્યાન, તે ઈશ્વરનું ધ્યાન તે બધુ છોડીને આપણને જે ગમે છે તેનું ધ્યાન કરીયે છીએ. પોતાના તરફ પોતે જ એકીટકે જોવું એ ધ્યાન કરવાની એક પદ્ધત્તિ છે.

ધ્યાનયોગ થી સૌ પ્રથમ દેવબુદ્ધિ નિર્માણ કરો. હું ઈશ્વર (શુદ્ધ ચેતના) છું, વ્યક્તિ નહીં તે ઠસવું જોઈએ.

ચેતના આપનાર ચેતનતાને પકડી રાખો.

જ્ઞાનથી જ્ઞાનનો દ્રઢ નિશ્ચય થવાથી તે જ્ઞાનને દ્રઢતાથી પકડી રાખો.  તે જ ધ્યાન અને તે જ  સર્વસ્વ.

ધ્યાન કરતી વખતે ધ્યાન કરનાર વ્યક્તિ આકારરહિત હોય તે ધ્યાનમાં રાખી ધ્યાન કરો.

તમારા પર (ચેતના પર) તમારો જેમ જેમ વિશ્વાસ મજબુત બનશે તેમ તેમ વ્યક્તિનું મન શરમાઇ ને વેગળું થશે અને તમે એકાગ્ર થશો.

મંત્રજાપ (નામ) શબ્દરહિત મનથી કરો પણ ધ્યાન માત્ર સ્વરૂપનું કરો.  ધીમે ધીમે મન શુધ્દ્ થઈ વિદેહી જ્ઞાન ઉઘડશે અને આપણે કેવા છીએ તે ધ્યાનમાં આવશે. આપણે કોણ છીએ તે ધ્યાનમાં આવે ત્યાં સુધી જ બધાં ક્રિયાકાંડ કરવા પડે છે.



ફક્ત તમે છો તે જ્ઞાન તમારા ધ્યાનમાં રાખો.  તમારાં હોવાપણાં ના જ્ઞાન સિવાય અન્ય કોઇને ભજશો નહીં.

તમારાં હોવાપણાંની ચેતના, તમારાં હોવાપણાંનો પ્રેમ, તમારાં હોવાપણાંની રુચિ, તેનું ધ્યાન ધરો, બાકી બધાં ક્રિયાકર્મ ત્યજો.

આપણે શાંત છીએ તે પણ ના અનુભવાય તેટલા શાંત રહો.

કોઈપણ શબ્દોના ઉલ્લેખ કર્યા વગર શાંત રહો.

ચેતના જો બહિર્મુખ નહીં હોય તો
અષ્ટોપ્રહર ધ્યાન.

ધ્યાન કરો, ધ્યાનમાં રહો, પણ કોના ?
આગંતુક તું હોવાનું તને યાદ આવ્યું તે
ધ્યાનમાં રાખ. તેનું ધ્યાન કરવુ એટલે જ
કશું ન કરતાં રહેવું.

ધ્યાન કરો પછી જે કોઈ છો તે કોણ છે તે
તમે જ છો તે છેલ્લે તમારો નિશ્ચય થશે.

તમને સ્થિર થવામાં પુષ્કળ દિવસ
ધ્યાનયોગ સાધવો જોઈશે.



સ્થિર થવા સારું ધ્યાનયોગ સાધો પછી
આપોઆપ તમારું તમને જ જ્ઞાન થશે.

આપણાં હોવાપણાંનું જ્ઞાન પકડી રાખો.

તમારાં હોવાપણાંના ધ્યાનનું જ ધ્યાન કરો.

તમે છો તે પણ કેવા તેની ઓળખ તમને
ધ્યાનયોગ થકી જ થનાર છે.

બધી ઇચ્છાઓ જો પુન: પ્રગટ થવાની હોય
તો કાનથી જે સાંભળ્યુ હોય તે જ્ઞાન પકડી
રાખો.

ચિંતન કરવું એ ચિત્ત નો ધર્મ છે એટલે
વિદેહી અસ્તિત્વનું ચિંતન કરો.

આપણો આપણાથી જે વિયોગ થયો છે તે
ધ્યાન કરવા થી યોગમાં પરિણમશે.

ધ્યાનને સાધવા માટે નિષ્ઠાવંત થાવ.

ધ્યાન ધરવાવાળા નું ધ્યાન કરો. ધ્યાન
ધરનાર ને ધ્યાનમાં ધરો. તે હશે તો જ
ધ્યાન શક્ય છે.



# યોગ

કોઇને પણ દુખવશો  નહીં.  ફક્ત સહન કરો.

કોઈના પર કરેલ પ્રેમ તે વ્યભિચાર છે. તારા હોવાપણાંનો પ્રેમ કોઈના પર પણ કરશો નહીં.  પ્રેમ પર (ચેતના પર) પ્રેમ કર.

પોતાને મુક્ત સમજો.  ચિંતનકર્તા નું ચિંતન કરતાં રહો.  ચિંતનકર્તાને ચિત્તમાં રાખો.

કોઈનો પણ ઉછીનો ભરોસો ન કરતાં આત્મજ્ઞાનના ભરોસા પર એટલે નિશ્ચય પર આધારિત રહો.



આપણે કોણ છીએ તે પ્રશ્ન છોડો, આપણે શું છીએ તે જુવો.

જ્યાં સુધી તમે સ્મૃતિમાં અટવાયેલ રહો છો ત્યાં સુધી તમે આગળ પગલું માંડી શકશો નહીં.  તું શું છે તેનો જ વિચાર.  તમને શું સમજાવું જોઈએ તેનો બિલકુલ વિચાર કરશો નહીં.

આપણે દેખાઈએ  છીએ તેવા છીએ તેવી ઘટ્ટ સમજણ છે તેનો નિરાસ થવો જોઈએ.  જેવા દેખાઈએ છીએ  તેવા આપણે નથી પણ જેવુ જોઈએ છે તેવા આપણે છીએ.

અન્યને પૂછ્યા સિવાય જે કોઈ પોતાને જ પૂછશે તે વહેલા મુક્ત થશે.

મોકળાશ મળે એટ્લે આત્માને ગળે લગાડો. જ્યારે જ્યારે તમે શાંત થાવ છો ત્યારે ત્યારે ઉદભવતા વિચારો તરફ દ્રષ્ટિ લગાવવાને બદલે આત્મા તરફ દ્રષ્ટિ લગાવો. ચેતના પર ચેતનાથી લક્ષ્ય કેન્દ્રિત કરવાનું છે.

એકેય શબ્દનો ઉપયોગ કર્યા સિવાય એકાંત શું છે તેનો વિવેક કરો.

જેનાથી સમજાય છે તેને થોડીક વાર શાંત બેસીને કોઇપણ શબ્દ ના ઉચ્ચારતા જુવો.

જેઓ નિ:શબ્દ થઇને શુધ્ધ ચેતનમાં સ્થિર થાય છે તેને જ અદ્વૈત જ્ઞાન પ્રાપ્ત થાય છે.

વૈકુંઠ એટલે જ્યાં વાચાને સ્થાન નથી, નિ:શબ્દ અવસ્થા.



તમારી સ્તબ્ધતા એકદમ છેવાડા સુધી જવી જોઇએ .

ચોકસાઈપૂર્વક સાંભળી રાખો, વૃત્તિના સહવાસમાં જશો નહીં, વૃત્તના (ચેતનના) સહવાસમાં રહો. સ્વવૃતના, નિજવૃત્તના સહવાસમાં રહો. આ વૃત્ત એટલે આપણાં હોવાપણાંનું અવાંછિત જ્ઞાન (ચેતના).

વૃત્તિજ્ઞાન પૂર્ણ થયા પછી માત્ર વૃત્તજ્ઞાન બચે છે. તે અવસ્થામાં નિવાન્ત દીવા ના જ્યોતિ જેવી અવસ્થા હોય છે. તે સમયે મન હોતું નથી, વિચાર હોતા નથી, કેવળ આપણે છીએ એટલીજ અનુભૂતિ હોય.

આપણાં હોવાપણાંની શબ્દરહિત વાર્તા એટલે સ્વ-વૃત્ત.

હું અમુક-તમુક વિચારોના અંતે વિશ્રાંતિ હોય છે.

હું કેવળ જ્ઞાન (શુધ્દ ચેતના) જાણીને પોતાનામાં જ એકરૂપ થાવ.

જાગૃત હોવાં છતાય આપણું મનનો વિલય થાય ત્યારે ચેતનાને જાણનારના દર્શન થાય.

શિવ એટલે કોઇને પણ પોતના હોવાપણાં ની ચેતના નો સ્પર્શ.

પરમ શિવરૂપ એટલે "સ્વ' ને ભાસતું સ્વત્ત્વ.



તું અને તારી હોવાપણાંની ચેતનાને તે બંને ને એકરૂપ કર.

તમારા હોવાપણાંની ચેતના અને તમે ત્યાં થોભવા જોઈએ. એનો અર્થ ચેતના જેને અનુભવાય છે તે જ્ઞાતા આપણે જ છીએ એવો વિવેક કરવો જોઈએ.

આત્મજ્ઞાન માટે ફક્ત શાંત થાવ અને વિવેક કરો.

આપણને આપણે જેનાથી સ્પષ્ટ જણાઈએ તેનું કાર્ય થયું.

જો તમને પરમાર્થનો લાભ લેવો હોય તો આપણે આપણને જાણવા.

પુષ્કળ વાંચ્યું, પુષ્કળ સાંભળ્યુ, પણ વાંચનાર તથા સાંભળનાર ની હવે ઓળખ કરી લ્યો.

જગતના સર્વ શિક્ષણ પર છેલ્લે આત્મપ્રચિતી નો સિક્કો જોઇએ.

સ્થિરત્વ એટલે શું એ પોતાનું પોતાને યથાર્થ રીતે સમજવું જોઇએ.

‘સર્વ ધર્મ પરિત્યજ્ય, મામેકં શરણં વ્રજ’ એટલે બધુ કઈ ભૂલતા ભૂલતા મને જ ભજ એટલે તારામાં જ (ચેતનામાં) સ્થિર થા.

ચેતનાને ઘટ્ટ પકડવું એટલે જ તેની સાથે એકરૂપ થવાથી દ્વૈતભાવનો વિલય થાય છે.



તમને જે તમારા હોવાપણાંનો આત્મબોધ છે તેનાં સાથે સંલગ્ન થાવ.

કોઇપણ વાત જે તે સમયે ખરી જ હોય છે. કોઇને દોસ્ત જોઇએ, પોતાનો પક્ષ લેનાર જોઈએ. અમારા કહેવા પ્રમાણે તમારે તમારા હોવાપણાંના જ્ઞાનથી (ચેતના થી) દોસ્તી કરો. તે જ તમારી બધી જરૂરિયાતો પૂરી કરશે.

સદગુરુના વચન સાથે અખંડિત એકરૂપ રહો.

અખંડ સ્વરૂપાનુસંધાન તે ગુરુપૂત્ર ના લક્ષણો હોય.

અનુસંધાન એટલે અણુસંધાન. સવારે આવતી જાગૃતિ અણુવત્ત (ચેતના) તેનું સંધાન.

તમે જાણતા જાણતા આગળ કોઈપણ વાતની
જરૂરિયાત રહેશે નહીં એવું થશે.

જેમણે પોતાને ઓળખ્યા છે તેને ભવિષ્યમાં
પોતાનું કઇક સારું કે ખરાબ થશે તેની
કલ્પનાઓ થી મુક્ત થશે.

પહેલા પોતે પોતાને નીરખી લ્યો.
સ્વરુપજ્ઞાનથી જ સન્યાસ ફલિત થાય છે.

જગતના દ્રશ્યો સાથે એકરૂપ ન થતાં
જગતના દ્રશ્યો જેને કારણે ભાસે છે તેના પર
(ચેતના) પર ધ્યાન આપે છે તેનું નામ સન્યાસ.

તમારા સન્યાસને યથાર્થ કરવા ખાતર દેહમાં
સ્થિત જ્ઞાનને પકડી રાખો.



નિર્ધારપૂર્વક જિદ્દી બનો કે હું જ બ્રહ્મ છું.

યોગ એટલે ચેતનાના અનુભૂતિની અંદરનો
આ પ્રવાસ છે.

તમે જો હશો તો ફક્ટ પોતાની તરફ જોતાં
રહો.

યોગ એટલે મિલન, યોગી એટલે મિલનકર્તા.

તમને તમારું હોવાપણું અચાનક યાદ આવ્યું
તે જ રામજન્મ.

આપણું હોવાપણું જે યોગથી આપણાં
ધ્યાનમાં આવ્યું તે શ્રીરામનો યોગ છે.

મની ઓળખ એટલે પ્રત્યક્ષ શુદ્ધ આપણાં (સ્વ) હોવાપણાંનું  જ્ઞાન, આત્મજ્ઞાન .

આત્મા નો આત્મામાં વિલય થવો એટલે ચેતનાથી ચેતના પર ધ્યાન આપવું, અન્ય વિષયો પર નહીં.

ચેતના હોય ત્યારના તમે અને ચેતનાની અનુપસ્થિતિમાં ના તમે તેનો યોગ એટલે જ મહાયોગ હોય.  આ મહાયોગ જેને જાણ્યો તે ચેતનાની પેલે પર ગયો.

દેહની એકરૂપતાના કારણે કોઈ પૂર્ણ યોગમાં પ્રવેશતા જ નથી.  કોઈ કોઈને અડચણ કરતાં નથી.  પ્રત્યેક જણ પોતાની કલ્પનાઓથી જ અડચણો નિર્માણ કરી લ્યે છે.



યોગીને નાશ થવા માટે સ્ત્રીસંગ કયો ?  તેની કલ્પનાનો.  કલ્પનાનો સંગ સહેલાઈ થી છૂટતો નથી.

યોગી એટલે જે પોતાનામાં (સ્વમાં) વિલીન થઈ ગયો.

વર્તમાન ક્ષણમાં જીવો.    વર્તમાન ક્ષણ એટલે જેના કારણે તમને તમારો સ્પર્શ થાય છે તે.

જ્ઞાનયોગ ને સાધો, આત્મયોગ ને સાધો, પછી દેહ હોવાં છતાય આપણે સનાતન બ્રહ્મ છીએ ત્યાં સુધી તમારી મજલ જશે.  તેના માટે આત્મશ્રધ્ધા વધારો અને આત્મશ્રધ્ધામાં રહો.

તમારી ચેતના જ્યારે તમારા ધ્યાનમાં આવશે ત્યારે તમે પરિપૂર્ણ શાંતિના સાગર છો તે સમજાશે.

આપણે છીએ અથવા તો નથી તે જ્યારે અનુભવાતું નથી તે સ્તિથિને પરબ્રહ્મ કહેવાય.

એક વાર પણ જો  તમારી દ્રષ્ટિ તમારા પર પડી સ્થિર થઇ કે પછી તમારી જરૂરિયાતો એટલે 'કશુક જોઈએ' એવું લાગશે નહીં.

બોધમાં બોધ તે આપણાં હોવાપણાંની હાજરી.

તમારા હોવાપણાંનું જ્ઞાન આપની અંદર આપણે ઉતાર્યું એટલે મહાયોગ.



જોનારએ જોવાનું વર્જ્ય કરીને જોનારને જોતાં રહેવું.

નિર્વિકલ્પ સ્તિથિમાં કલ્પના આવે તેજ માયા.

આપણે છીએ-નથી ભાસતું નથી.  આપણને આપણે ભાસતા નથી.  બાકી બધી સમાધિઓ સવિકલ્પ.  નિર્વિકલ્પમાં સાક્ષિત્વ ઘટતું નથી.

હોવાપણાંની આ કલ્પના કેવી રીતે નિર્માણ થઈ અને તે ક્યાં જાય છે તે જાણ્યા બાદ નિર્વિકલ્પ સમાધિ લાગે છે.

પોતાના અર્થનો પોતાને બોધ થવો જોઇએ. તે જેને જાણ્યું તેની ચેતના તેમાં જ સ્થિર થઇ વિરામ પામી.

જાગતા સમાધિ એટલે ચિંતા નહીં,
ચિંતન નહીં.

અમૃતાનુભવ એટલે આપણને મરણ નથી
તેનો અનુભવ.

સચ્ચિદાનદ એ ચેતનાનો જ્ઞાનગુણ છે.

સચ્ચિદાનદ એ ગુણ હોવાપણાંનો આનંદ છે.
તે અનુભવાતી ચેતનાને અનુભવાતો આનંદ.

આપણે ઈશ્વરમાં એકરૂપ થયા એટલે યોગ.



ઉપાય છોડયા બાદ અપાય નો અનુભવ
નથી. ઉપાય કરવા ગયા કે મન તૈયાર
થયું અને મન જયાં સુધી અસ્તિત્વમાં છે ત્યાં
સુધી શુદ્દ ચેતનાનું જ્ઞાન થશે નહીં.

આયુષ્યની જંજાળમાં જે જે ઘટે છે તેનો જેના
પર પરિણામ થતો નથી તે યોગી.

જેની પ્રતિજ્ઞા સ્વરૂપજ્ઞાનની થઇ તે યોગી.

જે પોતાના શરીરમાં ની જ્ઞાનકળાને ઓળખે
તે જ્ઞાની.

# જ્ઞાન



દેહમાં નું જ્ઞાન એનો અર્થ આપણે
(સ્વ) છીએ તેવો અનુભવ.

સર્વ કર્મ તુચ્છ એવું સમજી મારો આત્માજ
(સ્વ) ઈશ્વર છે એવો વિશ્વાસ જેને થાય છે તે
જ આ જ્ઞાનને પાત્ર થાય છે.

તમે છો એવું જેનાથી અનુભવાય
તે જ તે જ્ઞાન.

જ્ઞાનનો અર્થ અનુભવવું.

ક્યાંક તો યે આત્મનિશ્ચય થી સ્થિર રહેવું.

બાળપણ એટલે તે માત્ર એક ઉંમર નથી
પણ 'આપણે છીએ' એવું પ્રથમ જ્યારે
આપણાં અનુભવમાં આવે તે ક્ષણ.

દેવ તે મારૂ રૂપ નથી, હું તેને જાણું,
જે દેખાય અને ભાસે છે તે હું નથી, તે
બધાને હું જાણું છું તેને વૈરાગ્ય કહેવાય.

આંતરિક રીતે ધારી લીધેલ બદલાતું
જ નથી તેનેજ તપ કહેવાય.

મનને ઓળખનાર જ્ઞાનથી જ્ઞાનને
જાણવાનું છે.

સર્વ જ્ઞાનનું જ્ઞાન તેનો 'આપણે' એવો અર્થ
થાય છે. હું કેવળ શુધ્ધ જ્ઞાન છું એટલે
નિશ્ચિંત રહો.



દેહમાં નું જ્ઞાન એ જ સર્વેશ્વર. આકાશરૂપ,
જળરૂપ, તેજરૂપ, વાયુરૂપ, પૃથ્વીરૂપ છે
પરંતુ તે જ્ઞાન છે. માનવમાં રહેલ આપણાં
હોવાપણાંનું જ્ઞાન આ પાંચ પ્રકારે વિચરે છે.

જ્ઞાનના બે ભાગ છે. જે યાદ રહે છે— ભૂલાય
છે તે સવિષય અને જે યાદ નથી રહેતું અને
ભૂલાતું નથી તે નિર્વિષય. જેઓ પણ દેહ ને
વિસરીને ચેતનાને પકડી રાખે છે તેને જ આ
સમજાશે.

ચેતના ત્રણ પ્રકારની છે. પહેલી હું દેહ છું એવું
માનતી, બીજી હું ચેતના છું એવું માનતી અને
ત્રીજી હું ચેતનાને પણ ઓળખનાર છે તે
ઓળખવું.

જે જે દેખાય છે તે પ્રત્યેકમાં ચેતના છે. જે જે અનુભવાય છે તે ચેતનામાં થી નિર્માણ થયેલ હોય. ચેતના તેને જાણનારમાં થી નિર્માણ થતી હોય છે. વ્યાપક ચેતનાનું જ્ઞાન થયા બાદ મુક્તિની જરૂર નથી.

અનેક શબ્દો વડે આ જ્ઞાન કહેવાય છે પણ અંતે બધાજ શબ્દો છોડીને જેનું તેને જ જોવાનું હોય છે.

આત્મા એટલે આપણાં હોવાપણાંની ચેતના, એ ચેતના બુદ્ધિને ઓળખે પણ ચેતનાથી જે જાણે છે તેને બુદ્ધિને સ્વાધીન થશો નહીં. બુદ્ધિએ પદાર્થવાહિની છે.



તમારું નિ:શંક આચરણ શું છે ? બુદ્ધિ એ વિશ્વમાન્ય નામ તમારા મગજમાં ઘર કરી ગયેલ છે. બુદ્ધિએ તમારી આગળની બાજુ છે. તું તેની પાછળ (અગાઉ)નો છે. બુદ્ધિને કારણે તું છે કે તારા કારણે બુદ્ધિ છે ?

પોતાના જ્ઞાન પર જ (સ્વ પર જ) વિશ્વાસ રાખો. તે મન-બુદ્ધિ-ચિત્તના સ્વરૂપે બીજું જ કઈક પકડીને રહે છે. મન-બુદ્ધિ-ચિત્ત એ વ્યવસાયી શક્તિઓ છે.

ગુરુની નકલ કરવાની નથી, તેનું સ્વરૂપ પકડવાનું છે. બુદ્ધિથી આચરણ કરવાનું નથી, આપમેળે નિર્માણ થશે તે રીતે જ વર્તવાનું છે.

તું જ્ઞાન છે એ ભૂલતો નહીં એટલે સદગુરુ તમારી સાથે જ છે.

જીવ એટલે આપણામાં રહેલું અજ્ઞાન,
શિવ એટલે આપણને આપણાં
હોવાપણાંનું જ્ઞાન.

આપણાં હોવાપણાંના જ્ઞાનનો અનુભવ
એ જ જ્ઞાનીનું સેવન.

હું જ્ઞાનસ્વરૂપ છું એ નિશ્ચયની ગાંઠ બાંધો.
સર્વ વ્યવહાર આપોઆપ થાય છે, થશે.
તમે કશું કરો છો તે સાવ ખોટું છે.

વહેતી વૃત્તિ એટલે મન. મન એટલે તમારા
પર થયેલ સંસ્કાર.

એકત્રિત થયેલ મનનું નામ બુધ્ધિ છે.



વૃત્તિ એટલે વ્યવહાર ચલાવવો.
નિવૃત્તિ એટલે વ્યવહાર બંધ.

ગાઢ નીંદરમાં જાગૃતિ આવી એટલે
આત્મવૃત્ત આવ્યું.

આપણાં હોવાપણાંની ખબર જ
નથી તે નિવૃત્ત.

દેહ એટલે પ્રકૃતિ અને દેહમાં છે તે પુરુષ.
જેને ક્રિયા થાય છે તે પ્રકૃતિ અને જેને તે
અનુભવાય છે તે પુરુષ.

તમારા દેહ સાથે સંપૂર્ણ જગત એ તમારા
એટલે ચેતનાના પેટમાં છે.

આપણી પાસે આપણે (સ્વ) હોવાપણાંનું
જ્ઞાન છે તે જ જગતનું ચિત્ર છે.

તારા હોવાપણાંનું જ્ઞાન એ જ મુખ્ય મૂડી.

તમે હોવાપણાંના જ્ઞાનની સાથે જ્ઞાન તરીકે જ્ઞાનરૂપથી એક ક્ષણભર પણ રહો છો ?

આત્મ (સ્વ) જ્ઞાન સિવાય બીજું કોઇ દૈવત નથી.

નિર્ગુણ હો ત્યારે નિરોગી, સગુણ હો ત્યારે બીમાર.

તમારા હોવાપણાંનું જ્ઞાન વ્યર્થ બરબાદ ન કરશો.



તમને જો તમે ઓળખી લ્યો તો મૃત્યુ પણ એક ગમ્મત છે., ચિદાનંદ છે એવું લાગશે.

મરણ એટલે, ફક્ત જે અનુભવાય છે તે અનુભવવાનું બંધ થાય એટલુંજ.

જન્મ એટલે તમારા હોવાપણાંનું સ્મરણ, ચેતના અને જ્ઞાન.

પરોક્ષ જ્ઞાન એટલે તેની હકીકત. અપરોક્ષ સ્વરૂપજ્ઞાન એટલે પોતા વિષે નું જ્ઞાન.

જ્ઞાનથી જ્ઞાન ને જાણ્યા બાદ તે અદ્રશ્ય થાય છે અને બચે છે માત્ર વિજ્ઞાન કે જેને નામ નથી.

# સ્વરૂપ



સ્વરૂપની સાંપ્રત ઓળખ એટલે તારા હોવાપણાંની જાણ. તારું સ્મરણ તારા ધ્યાનમાં ધર. પછી કોઈપણ કલ્પનાઓના પાપ-પુણ્ય તને ત્રાસ આપશે નહીં.

જ્યારે સ્વ-દર્શનમાં એકાગ્ર થઈ તેનું દર્શન લો છો ત્યારે બુદ્ધિતત્ત્વ જે છે તે વિલય થઈ સ્વરૂપની છાયા લે છે. તે જ તમે જાણીની ઓળખો.

આપણે છીએ પણ કેવા તેની ઓળખ એટલે આત્મજ્ઞાન.

કોઈપણ ઓળખ ઉછીની હોય. પણ સદગુરુએ (સ્વ) આપેલ ઓળખ એક વખત મળી એટલે તે કાયમ.

આપણાં  શરીરમાં જે સૂક્ષ્મ ચેતના છે,
જેને બધુ દેખાય છે, તે જ્ઞાનશક્તી એટલે
આપણાં સ્વરૂપજ્ઞાનની હકીકત છે.

તમારા હોવાપણાંના જ્ઞાનને જ સ્વરૂપ
કહેવાય.

પોતાને ખરા સ્વરૂપમાં જોવું તેને કહેવાય
અપરોક્ષ જ્ઞાન.

જે સર્વ કઇ સહન કરે છે તે સાધુ.
જેણે પોતાના સ્વરૂપને સાધ્યું તે સાધુ.



ચિત્તકળા જાણવી એટલે
શાંતી પ્રાપ્ત કરવી.

ભગવાન છે તો તે સ્વરૂપી તરીકે છે તે એવું
જાણીએ એટલે સર્વભૂતોમાં ભગવતભાવ હોય.

જપ-તપ થી તે સમજાશે નહીં.  સદ્ગુરુની
ઓળખ, તેના વચન, વચનોનો અર્થ એટલું
જેના ધ્યાનમાં ન ભૂલતા રહ્યા તે આપો-આપ
પૂર્ણત્વંને પામશે.

પોતાને (સ્વને) સમજવું એનો અર્થ
સ્વરુપજ્ઞાન એવો હોય.

શબ્દો સિવાય સ્મરણ  કરવું એટલે
સ્વરૂપનું સ્વરૂપમાં એકરૂપ થવું.

જાગ્રત છો પણ એક પણ શબ્દનો અનુભવ
નથી તે શુધ્ધ સ્વરૂપ.

આપણાં હોવાપણાનો વિનાશબ્દ અર્થ એટલે
સોહમભાવ.

જ્યા હું અને તું ત્યાં શુધ્ધ ભ્રમ.
જ્યાં હું અને તું નથી તે શુધ્ધ બ્રહ્મ.

પરમાત્મા એટલે આપણે પોતે સ્વ.



જે જે અનુભવાય છે તે આપણે નથી.  જેને
અનુભવાય છે તે આપણે.

જાગૃતિ અથવા તો જ્ઞાન જ્યાં વિરામ પામે તે
પરમાત્મસ્વરૂપ.

જેમ તેલ  અને દિવેટ પ્રકાશ પાથરી
અદ્રશ્ય થાય છે તેવી રીતે જ તમારા
હોવાપણાંનું જ્ઞાન પ્રગટ થઈને પૂર્ણ
વિશ્વમાં પ્રસરશે અને વિલય પામશે.
તો બચશે શું ?
શુધ્ધ પરમાત્મસ્વરૂપ.

હું એટલે વ્યક્તિ ન હોઈ શુધ્ધ ચેતના એ
અર્થમાં છે.

જન્મ એટલે શું ?  તો જે અગાઉથી જ છે તેને
આપણે છીએ તે અનુભવાવું.

તમે તમને દેખાયેલ પ્રથમ દિવસની પેલે પાર છો. પ્રાત:કાળે જે જાગ આવે છે એ પૂર્વ દિશા. જાગનાર તેનાથી અગાઉનો છે.

હું પૂર્ણાનંદ પરિપૂર્ણ છું. બીજું કોઈ સ્ફુરણજ નહીં એવું થવું જોઈએ.

સ્વરૂપનો નિશ્ચય એ ક્યારેય ન ઢળનાર મુખ્ય આસન.

બ્રહ્મ સત્ય છે કારણ તેમાં અહંભાવ નથી.



# મોક્ષ

કેવળ કૃષ્ણ એટલે આપણો આત્મા (સ્વ) એ ભાવમાં રહેવાથી ગોપીઓને આપોઆપ મોક્ષ મળ્યો.

તમારું લક્ષ્ય તમારી ઉપર એક ક્ષણભર પણ પડતાં જ મુક્ત થશો.

નિ:શબ્દ અવસ્થા પ્રાપ્ત થાય બાદ જ મોક્ષ.

ધીમે ધીમે જાણતા જાણતા આપણી ચેતનાને જ્યારે તમે જાણો ત્યારે મુક્ત હોવ છો.

હું છું અથવા હોઇશ એવું કહેવાની જ્યારે જરૂર ન પડે તે મોક્ષ.



ચેતનાથી જે કઈ ઓળખો છો તે ચેતનાનું જ અંગ છે. પણ ચેતના ઉદય પામે છે અને વિલય થાય છે તે જેણે જાણ્યું તે મુક્ત.

મોક્ષ એટલે મુક્ત થવું, પોતાની કલ્પનાઓથી.

## પ્રકાશનો

**શ્રી નિસર્ગદત્ત મહારાજ ના નિમ્નલિખિત પુસ્તકો મરાઠી ભાષામાં ઉપલબ્ધ છે.**

| પુસ્તકનું નામ | કિંમત |
|---|---|
| सुखसंवाद | ६०० |
| आत्मप्रेम | ६०० |
| निसर्गदत्तगीता | ३०० |
| पाठलाग | ३०० |
| आपण | १०० |
| बोधवाणी | १५० |
| सतचीदानंद | ७५ |
| अनुसंधान | ७५ |
| निश्चय | ७५ |
| गुरुबोध | १० |
| आत्मविश्वास ब्रह्मज्ञान | □ |
| अमृतवर्षा | ४०० |



| **પુસ્તકનું નામ** | **કિંમત** |
|---|---|
| मंतरलेला सत्संग | ४०० |
| दुर्मिळ निरुपणे | २५० |
| साधकांसाठी निसर्गदत्त महाराज | १५० |
| निसर्गदत्त वचनामृत | १५० |
| पहचान (हिन्दी) | १०० |
| विवेक की निरूपण | १५० |
| आत्मज्ञान आणि परमात्मयोग | १५० |
| मी आहे महामंत्र | १०० |
| अध्यात्मज्ञानाचा योगेश्वर - श्री सिद्धरामेश्वर महाराज | ७०० |
| अमृतलय - श्री सिद्धरामेश्वर महाराज | ४०० |
| पूर्ण - श्री भाईनाथ महाराज यांचे चरित्र आणि शिकवण | ३०० |
| माझ्या सद्गुरूंची अमृतवाणी - श्री रणजीत महाराज यांचे संवाद | ४०० |

List of Books available in English Language :

1. Self Love
2. Nothing Is Everything
3. Shower of Grace
4. The Earliest Discourses
5. Master of Self Realization

આપ ઉપરોક્ત પુસ્તકો શ્રી સચિન ક્ષીરસાગર પાસે થી મેળવી શકો છો. આપણે જોઈતા ગ્રંથોની યાદી તેમને મોકલી આપવાથી ઘર બેઠા કૂરિયરથી મોકલી આપવામાં આવશે.

**શ્રી સચિન ક્ષીરસાગર**

**9890711180, 9028837976**



ગુજરાતીમાં ઉપલબ્ધ અનુવાદો

૧. હું છું

(શ્રી નિસર્ગદત્ત મહારાજ નો મૂળ મંત્ર)

મૂળ લેખક : શ્રી પ્રદીપ આપ્ટે

ગુજરાતી અનુવાદક : શ્યામ કોરડે

૨. અનુસંધાન

ધ્યાનયોગનું રૂપાંતરણ જ્ઞાનયોગમાં કરવા માટે માર્ગદર્શક ઠરનાર અને 'સ્વ'ની શુદ્ધ ચેતના દ્વારા યોગ પૂર્ણ કેવી રીતે થાય, તે દર્શાવનાર, શ્રી નિસર્ગદત્ત મહારાજના આત્મનિશ્ચયી ચૂંટેલા બોધવચનો

મૂળ મરાઠી પુસ્તકનાં

સંકલક અને સંપાદક - સચિન ક્ષીરસાગર

ગુજરાતી અનુવાદક - શ્યામ કોરડે

## ગુજરાતીમાં ઉપલબ્ધ અનુવાદો

**૧. નિશ્ચય**

**શ્રી નિસર્ગદત્ત મહારાજ ના જ્ઞાન ઉદગાર**

**મૂળ મરાઠી પુસ્તકનાં સંકલક-સંપાદક**

**સચિન ક્ષીરસાગર**

ગુજરાતી અનુવાદક

**ઉદય કુલકર્ણી**

**૨. સચ્ચિદાનંદ**

ધ્યાનયોગનું રૂપાંતરણ જ્ઞાનયોગ માં કરવા માટે માર્ગદર્શક ઠરનારી અને 'સ્વ'ની શુદ્ધચેતના દ્વારા યોગ પૂર્ણ કેવી રીતે થાય છે તે કહેનાર, શ્રી નિસર્ગદત્ત મહારાજના આત્મનિશ્ચયી ચૂંટેલા બોધવચનો.

**મૂળ મરાઠી પુસ્તકનાં**

**સંકલક અને સંપાદક - સચિન ક્ષીરસાગર**

**ગુજરાતી અનુવાદક - શ્યામ કોરડે**



ગુજરાતીમાં ઉપલબ્ધ અનુવાદો

**૩. આત્મવિશ્વાસ અને બ્રહ્મજ્ઞાન**

**પ. પૂ. નિસર્ગદત્ત મહારાજના નિરૂપણો**

**મૂળ લેખક : ભરત શિંપી**

**અનુવાદક : ઉદય કુલકર્ણી**

## આગામી ગુજરાતી અનુવાદ

- **આપણે**

આપ નીચેની લિન્ક પર જઈ ગુજરાતી તેમજ અન્ય ભાષાના પુસ્તકો વિનામુલ્યે ડાઉનલોડ કરી શકશો.

**Visit for publications details:**
https://sri-nisargadatta-maharaj.blogspot.com/2015/05/marathi-books-nisargadatta-maharaj.html

**નોંધ :-** હાલમાં ગુજરાતીમાં શ્રી નિસર્ગદત્ત મહારાજના કોઈ પુસ્તકો પ્રિન્ટ એડિશન માં ઉપલબ્ધ નથી. તેથી સાધકો તેને વિનામુલ્યે ઉપરોક્ત લિંકમાં થી ડાઉનલોડ કરી શકશે.